॥ ॐ ॥

શાર્દૂલ.

આનંદામૃત અબ્ધિના વિધિ મહિં ડૂબ્યો નહિ હોંસથી
કરુણામૃત કૃપાબ્ધિ કેરું ખરે ચાખ્યો નહિ રીસથી;
રણુવડે હે ! વીરધીર તજીને, બળતો જઇ ભીડથી,
હા ! હા ! હાટ વળ્યો, સ્મર્યો નહિ મણિ શ્રીરામ તેં હોંસથી.

# શ્રી રામ લહરિ

## લહેર ૩૭.

શાર્દૂલ.

ભક્તિ પ્રેમ સુલક્ષણા અતિવ હા ! મોંઘી કૃતિ એ ગણી,
આપે આપ રચ્યાં, વધો પ્રણયના માણિક્ય કિલ્લા ચણી;
સ્વાત્માનંદ સુધાનિધિ સ્વરસની લહરિ ઉછાળો ઘણી,
આરામે સ્વયરામમાં રમી રહો સ્વાત્મિય જ્યોતિમણી.

## રાગ–સોરઠ ત્રિતાલ

શ્રીમન્નાથ કૃપામૃત વરસે, આવો ઝીલવારે
ખસો ના તિલવારે. શ્રી. ટેક.

મેઘાડંબર દયા દૃષ્ટિનું, ચડી આવ્યું મૂળ કૃપા વૃષ્ટિનું,
શ્રેય ગણી સૃષ્ટિનું, આવો ઝીલવારે. શ્રી૰

તત્ત્વમસિ જ્યાં ગંભીર ગરજે, ધાક ઉઘાડે ફેડે કરજે,
સ્નેહે ગણી સ્વગર્જે. આવો ઝીલવારે. શ્રી૰

[illegible] ભૂમિકા રંગે રંગી, જ્ઞાન ચાપલા! ખેંચ્યું જંગી,
ટાળી સમય દિલ તંગી, આવો ઝીલવારે. શ્રી૰

ચપળા ત્રાસક ચપળા ચમકે, બ્રહ્મભાવ દર્શાવે દમકે,
રમકે ઝમકે ઠમકે, આવો ઝીલવારે. શ્રી૰

બોધ સુધા શી મૂશળધારા, થાતી વૃષ્ટિ અપરંપારા,
વ્હાલાં! રહો ન ન્યારાં, આવો ઝીલવારે શ્રી૰

ઝીલંતાં જે રસમાં જામે, જાણે માણે શાંતિ પામે,
કૃત અરજી મણિરામે, આવો ઝીલવારે. શ્રી૰

## રાગ ભૈરવ.

ચિંતામણી દે જગ બાપ હવે,
જગ બાપ હવે, જગ બાપ હવે, ચિં૰ ટેક.
ભટકી ભટકી બાળક થાક્યું, દાઝયું ખૂબ ત્રિગુણ દવે ચિં.
પોતાનાંને હે! જગત્રાતા, કાં પરિતાપે તું! પજવે. ચિં.
બોલ્યું અમારૂં ગણજે ન બાપુ! જેમ ગમે તેમ બાળ લવે ચિં.
રામ બતાવી દાતારીને, દે મણિ આનંદઆજ ભવે. ચિં.

॥ ૐ ॥

# શ્રી રામ લહરિ.

## લ્હેર ૩ જી.

લેખક,


**પ્રભુલાલ પ્રીતમલાલ પઢિયાર ચોરવાડકર**

રામવીણા, સંગીત ગીતા સ્તોત્રાષ્ટક આદિના લેખક

**રહેવાશી ચોરવાડ-હાલ જુનાગઢ**

તથા

**બ્હેન માણેક મદનજી.**

રામાજ્ઞાના લેખક,

રહેવાશી ભાવનગર હાલ કેશોદ.



પ્રકાશક.

**શ્રી કરાંચી સાર્દ્વી સત્સંગ મંડળ તરફથી**

**બ્હેન ધનકુંવરબાઈ કાનજી—મુ. કરાંચી.**





સને ૧૯૧૭ ]       **શ્રી કૃષ્ણાષ્ટમી.**       [ પ્રથમાવૃત્તિ પ્રત ૧૦૦૦

અમદાવાદ શાહાપુર નવીપોળમાં આવેલા શ્રી પ્રજાહિતાર્થ મુદ્રાલયમાં પટેલ ડાહ્યાભાઈ દલપતરામે છાપ્યું.


**અમૂલ્ય.**

☞ અમૂલ્ય સ્વીકારવા ન ઈચ્છે તેણે ઇચ્છા મુજબ રકમ કર્તાને તરફ મોકલવી તેનો આવી રીતેજ સદુપયોગ થશે.

૭૦૧૪

# નિવેદન.

અનંત આત્માના વિવર્ત રૂપ પ્રિયતમ બંધુ બ્હેનો.

નંદનંદન શ્રીકૃષ્ણ ચંદ્રના ચિરઃ સ્મરણીય પ્રાકટ્ય ને શુભ પ્રસંગે આ ત્રીજી લહરિ આપના પદાંબુજે મૂકતાં સહજાનંદ થાય છે.

પ્રથમ લહરિ પ્રકાશ થયે આજે એક વર્ષ પૂરૂં થાય છે તે અરસામાં ત્રણ લહરિઓ પ્રકટ થઈ આપની સેવામાં હાજર થયેલ છે. લેખકને સ્વપ્ને પણ પ્રથમારંભે આ પ્રમાણે થશે એમ ખ્યાલ નહતો પરંતુ ગુણજ્ઞ ભગવદીય સજ્જનોની સહાયતાથીજ એ બની શકતું છે. આ ત્રીજી લહરિ, શ્રી કરાંચીનાં સાધ્વિ સત્સંગ મંડળ તરફથી બહાર આવે છે એ વિશેષ આનંદપ્રદ છે. એ સુશીલા બ્હેનોનું મંડળ પ્રભુ ભક્તિમાં નિરંતર મચી રહી આત્મકલ્યાણ, સહ કલ્યાણમાં પ્રગતિ અખંડ કરતું જાય છે. પ્રભુ તેને ઉન્નતિ આપો. સર્વ મંડળની મહત્તાનું માન સુજ્ઞબ્હેન ગોમતિબેન ઝવેરબેન આદિ મુખ્ય ભાગ ભજવતી બ્હેનોને ઘટે છે. એ બ્હેનોના સત્ શુભ અભિલાષો રામ પૂર્ણ કરો એ પ્રાર્થના કરતાં, જે બ્હેનોનાં મંડળ તરફથી આ લ્હેર પ્રકટ થઇ જગજલધિમાં ઊછળી શકી તે બ્હેનોનાં ચર્ણ કમળે અર્પતાં અતિવ આનંદ પામું છું એ કૃપાળુ બ્હેનો મારી આ વિનંતિનો સ્વીકાર કરી મને ઉપકૃત કરશે એ આશામાં વિરમું છું.

"શ્રી પ્રજાહિતાર્થ પ્રેસ મેનેજર સાહેબે હાલના અત્યંત કાગળોની મોંઘવારીના પ્રસંગે પણ કિફાયતથી તેમજ વખતસર કામ સંતોષકારક રીતે કરી આપેલ છે તે ખાતે તેમનો ઉપકાર છે."

કેશોદ શ્રી કૃષ્ણાષ્ટમી. વિ. માણેક મદનજી.

સંવત ૧૯૭૩.

### રાગ. રામ લક્ષ્મણ વનમાં સીધાવતા. ધોળ.

આજે આનંદ સાગર ઉછળ્યો, દશ દિશામાં રેલાતાં જાય,
મગન મન થાય, પ્રાકટ્ય શ્રીકૃષ્ણનું. ટેક.
શુભ આઠમ ભાદરવા વદી, રોહીણી નક્ષત્રને બુધવાર,
જન્મ્યા સુખ સાર, પ્રા.
મધ્યા રાત્રી મોહન મન ભાવતી, સર્વે યોગ બન્યા અનુકૂળ,
આનંદના મૂળ, પ્રા.
જયજયકાર કરે સૌ દેવતા, શિવ બ્રહ્મા વિષ્ણુ ગુણ ગાય,
અતિ હરખાય, પ્રા.
ગગને ઠાઠ વિમાન મચી રહ્યો, સૂર સુંદરી કરતી સુગાન,
બજાવે નિશાન, પ્રા.
ઝરમર ઝરમર ઝડી ફુલની કરે, દાતા આનંદે ઉભરાય,
અંતર છલકાય, પ્રા.
બ્રહ્માંડે જયનાદ મચ્યો ઘણો, નહી કાન પડયું સંભળાય,
મંગળ ધ્વનિ થાય, પ્રા.
નભથી કેસર કુંકુમ વરસતાં, કસ્તુરી કેરો કીચડ જામ્યો,
સુરે શોક વામ્યો, પ્રા.
જડ ચેતન પ્રેમમાં ડુબતાં, અતિ સુખ પામ્યા સહુ લોક,
વિત્યો બધો શોક, પ્રા.
બ્રહ્માનંદ નિધિ ઉલટી રહ્યો, પ્રકટયા વિશ્વપતિ, મણિરામ,
શાંતિ સુખધામ, પ્રા.

### રાગ. એજ.

કંસનું કેદખાનું દીપી રહ્યું, જ્યાં પધાર્યા પ્રીતે કૃષ્ણદેવ,
કરે સૂર સેવ. પ્રાકટ્ય શ્રીકૃષ્ણનું. ટેક.

માતા દેવકી મન આનંદતાં, વસુદેવજી હર્ષ અપાર,
આંખે આંસુ ધાર, પ્રા.
લાલ કમળસમાં ચર્ણ ઓપતાં, નયણે મણીમય જ્યોત પ્રકાશ,
ભૂજ ચાર ખાસ, પ્રા.
નવલીકિશોર અવસ્થા છે નાથની, અંગે અંગ હારે કોટીકામ,
નયન અભિરામ પ્રા.
શંખ ચક્ર ગદા પદ્મ શોભતાં, મૂખ શરદ પુનેમનો ચંદ,
કૃપા સુખકંદ, પ્રા.
કમળ પત્ર શાં નેત્ર વિશાળ છે, શુક–તુંડ લજાવતું નાક,
હરે ભવ થાક, પ્રા.
લાલ ઘોલાં સમા ઓષ્ટ ઓપતા, ચંદ્રકીર્ણ જેવા શોભે દાંત,
લક્ષ્મીજીના કાંત, પ્રા.
માતા તાત પદે પડતાં પ્રીતે, પ્રેમ આનંદ હૃદયે ન માય,
આંખે ઉભરાય, પ્રા.
પીતા માત પ્રમોદ પામે ઘણા, આતો અખિલ બ્રહ્માંડોના નાથ,
અમે થયાં સનાથ, પ્રા.
નિરખી નખ શિખ કૃષ્ણજીરૂપને, કૃષ્ણરામ મણિ ગુણ ગાય,
ન પાર પમાય. પ્રાકટય.

## રાગ. એજ.

પૂર પ્રેમથકી પીતા પ્રીછવે, તજો આ રૂપ હે સૂરભૂપ
બનો બાળરૂપ, પ્રાકટય શ્રીકૃષ્ણનું. ટેક.
હરિનંદ ગૃહે જાવાનું કહી, બન્યા બાળ રૂપે સુર સ્વામી
પ્રીતિ, અનુગામી, પ્રા.
ભોગળ ભાંગીને તાળાં તૂટીયાં, ચોકીદારો નિદ્રામાં ઘેરાણા;
માયામાં ફસાણા, પ્રા.

હરિને માથે લીધા તાતે હેતથી, મથુરાં મૂકી ગોકુળ જાય,
મૂખે જપ થાય, પ્રા.
મેહુલા ઝરમર ઝરમર વરસતા, જમુનાજી જો ઉભરાય,
ચરણ સ્પર્શ ન્હાય, પ્રા.
નાથે ચર્ણ લંબાવ્યો છે પ્રેમથી, વંદી ઉતર્યું શ્રી જમનાનું પૂર
મારગ દીધો ઉર, પ્રા.
શેષ છાયા કરી માથે ચાલતા, ગુણ હજાર મૂખથી ગાય,
વેદ ધ્વનિ થાય, પ્રા.
નંદ ઘેરે આવ્યા વસુદેવજી, હરિને મૂક્યા જશોદાની ગોદ,
પામ્યા મન મોદ, પ્રા.
માયા ત્યાંથી ઉપાડીને ચાલીયા, આવ્યા મથુરામાં દેવકીજી પાસ.
સોંપી પુત્રી ખાસ, પ્રાકટ્ય.
મોદ માતાપિતા અતિ પામીયા, કૃષ્ણ દેવના ગુણ ગણ ગાય,
મણિરામ સ્હાય. પ્રા.

### રાગ—પુનમચાંદની ખીલી.

પ્યારા પત્ર લખ્યાના મનમાં મુજને આમળા રે,
લખતાં લેખણ અટકે ખટકે દિલમાં ખોટ,
સ્વસ્તિ રૂપને સ્વસ્તિ કેમ લખું હું શામળા રે
શ્રીપતિને શ્રી લખતાં હૃદયે લાગે ઝોટ. પ્યારા. ટેક

વિભુ વ્યાપક જે વિશ્વમાં, અંતર બહિર ન માય,
કિંકરના કાગળ વિષે, કેશવ કેમ સમાય;
આપ અજન્માના જન્મો ગાવાનું શે બને રે,
નામ અનામીનું લેખણથી કેમ લખાય
છો અવિકારી વિકારો આપું કયાંથી આપને રે,
અક્રિયનીજ ક્રિયાઓ કહેતાં મન સકુચાય, પ્યારા.

રૂપ રૂપનું નાથ છો, ભૂપ ભૂપના આપ,
ધામ ધામનું શ્યામજી, નામ નામના આપ,
વેદ अपाणि पादो जवनो गृहीता બોલતારે
મારા મનને હામ ધર્યાનું કારણ એજ
જેથી સમજાઓછો નાથ ઘટો ઘટ ડોલતા રે
અઘટિત ઘટનામાં ચતુરાઇ ચળકે તેજ, પ્યારા.
મચ્છ કચ્છ વારાહ ને, નૃસિંહ વામન રામ,
રામકૃષ્ણ બુદ્ધ કલ્કિના, ધાર્યા દેહ તમામ
ભક્તો તાર્યા દુષ્ટો માર્યા જુગ જુગમાં તમે રે,
લીલા માત્ર ધર્યા અવતારો સુંદર શ્યામ
તેથી ભક્તિ વશ ભટકતા ભાળ્યા બહુ સમેરે.
એ ભક્તિ બાનાથી લખવા બીડું હામ, પ્યારા.
શિવ મહેશ ગણેશને, નારદ શારદ વેદ,
મહિમા અપાર જાણતા, પણ ગાયે તજી ખેદ
એ કારણ ભક્તિનું જેને, વશ છો રાઘવા રે,
તે ભક્તિ બળ મારે અંતર આવ્યું આજ,
જેથી પત્ર પઠાવી બેઠો બારે લાંઘવા રે.
પ્રભુમણી પોતાનો કરી રામ સુધારો કાજ, પ્યારા.

રાગ એજ.

સંતો અગમ ઘાટપર જાવું જ્યોતિ જ્યાં ઝગેરે,
વિણુ વાદળ જ્યાં વરસે મેહુલા બારે માસ,
વિજળી વિણુ ઝબકારા ઝબકી રહેતા જ્યાં દુગેરે,
જ્યાં આત્મા પરમાત્માનો જ અખંડ વિલાસ, સંતો.
સીડી સાહેબ નામની, સત્ય દોર આધાર
પ્રેમ પગથીયાં પાધરાં, અડચણ નહિં લગાર,

પોથાં થોથાં પાનાં પુસ્તક લેશ મળે નહિરે,
જે ઠેકાણે સર્વે શાસ્ત્રો થાતાં શાંત
ઘટમાં પટ ખુલ્લે ઝટ ઝબકી જીવ જાગે સહીરે
એ સ્થાનકમાં આપો આપ રમે એકાંત, સંતો૦

સ્મૃતિ નિશાનો પર છૂટે, ગોળા અનુભવ જ્ઞાન,
ત્યાં આત્માને આવતું, નિજ સ્વરૂપનું ભાન.

ભાને ભાને ધ્યાને ધ્યાને ભણકો ઉઠતોરે,
ઘણણણ ઘંટાસમ ઘમકે ત્યાં અદ્‌ભુત નાદ
સાહેબ મારો નિજ સેવકપર સ્નેહે ત્રૂઠતો રે,
એ રસનો અમૃતથી લક્ષગણો શુભ સ્વાદ, સંતો૦

અખંડ જ્યોતિ જાગતી. શૂન્ય શિખર પર સાદ,
થાતા વિધવિધ ભાતના, ગળે સર્વ જ્યાં વાદ,

અનહદ નાદે ભેદો ટળતા ભળતા ભાવમાંરે,
એકાએક અભેદ બને ત્યાં વળતા વેદ
ઐક્યપણે દિનબંધુને દિન રમતા દાવમાંરે,
ભયભ્રમણા ભ્રાંતિ સહ બળતા સર્વે ખેદ, સંતો૦

ઓળખ પડતાં આપની, આપ સચ્ચિદાનંદ,
મણિરામ રસમાં ડૂબે, શુદ્ધ પરમ આનંદ

બ્રહ્માનંદે ફાંસી ફંદો ફોકટ ફાટતા રે
દિવ્ય ભભક ને દિવ્ય સુરંગ સુદિવ્ય પ્રકાશ
વાણી વિરમે એ પદ ધન્યજનો જે ખાટતારે;
મન ઇંદ્રિયોને જ્યાં મળે નહીં અવકાશ, સંતો૦

## રાગ એજ.

મોતી નજરે પડતાં ભરમ બધો ભાગી પડયોરે,
જેણે રઝળાવી માર્યા કીધા હેરાન,

સદ્‌ગુરૂ દેવ દયાથી જીવને એ રસ્તો જડયોરે,
શાંત વળતાં સાચા સુખનું આવ્યું ભાન. મોતી. ટેક.

અજપા જાપ જડી ગયો, સોહં શ્વાસોશ્વાસ,
મંત્ર મણી મળતાં થયો, અંતરે દઢ વિશ્વાસ.
વિશ્વાસે તજી ત્રાસે મુળાધારથી ઉપડયોરે,
નાભી હ્રદયે કંઠે તાળુ પહોંચ્યો પ્રાણ,
ત્રિકુટાચળ પર ચિંત્વન કરતો ચટ આવી ચડયોરે,
મધુ બ્રહ્મ રંધ્ર ને આપ થઇ ઓળખાણ. મોતી

સ્મૃતિ અખંડ મચી રહી, સુરતા લાગી સાચ,
સમાગમે પિયુથી બન્યો, કરે સુષુમણા નાચ.
ભાળ્યું મોતિ મણીમાં મણી મોતીમાં મ્હાલતુંરે
જ્યોતે જ્યોત મળી ઉદ્યોત બન્યોજ અભેદ
ઉભા થર થર ધ્રૂજે કાળ જોર નવ ચાલતુંરે
સઘળી ભ્રાંતિનો ત્યાં અવધિ થયો ઉચ્છેદ. મોતી.

ઉંચ નીચ અંતર ટળ્યો, સુખ દુઃખની નહિ સાન
અધર તખ્ત પર આસને, તન્મય લાગ્યું તાન.
રણુકા વાગે મધુરા રાગે લાગે મીઠડારે
ઝણુ ઝણુ ઝણુ ઝણુ મચતો ઝાલરનો ઝણુકાર
ઝણુકે ઝણુકે જયોતિ રૂપ નાથજી દીઠડારે
રણુકે રણુકે રામ રસાળાનો રણુકાર. મોતી.

વિરલ નરો માણી શકે, અગમ ખેલ આ ખાસ
ગગને ગેબી નાદમાં, પ્રિયતમ ખેલે પાસ.
હરખી નીરખી પરખી સરખી વાતો આ કહીરે
પ્રભુજન સ્વામી રામ દયાનો એજ પ્રતાપ

પુરા પ્રેમ નિધિની છોળો ઉર ઉડી રહીરે
તેથી પરખ્યો પૂર્ણાનંદ પ્રતાપ અમાપ. મોતી.

રાગ એજ.

હે રઘુનંદન જગમાં મોટપ તારી આપનારે
હડકારી ઉંચા નીચાને કર સન્માન
તેથી જીવડા જપતા હેતે જીવન આપનારે
કીડીનો રણકો પણ કેશવ શુણ તું કાન. હે. ટેક.

મમતી મોટા માનવીથી તું આઘો જાય
હલકા પોતાના કરી, હેતે હાથજ રહાય.
હાથે ઝાલી ચલવી ચાહી કરૂણા બહુ કરેરે
તારે દરબારે દીનજનનો આદર હોય
તારા દિન પણ વિશ્વે મસ્ત ના થઇને ફરેરે
તેને આંગળીએ ચીંધીજ શકે નહી કોય. હે.

સાધન દેવ કરી મરે, સ્વપ્ને નહિ દીદાર
વાનર ભીલો રીંછની તેં કીધી દરકાર
કાર વધાર્યો સૃષ્ટિમાં શામળિયા સ્નેહથીરે
ગોવિંદા તું બનીયો ગરિબતણો નિવાજ
લેશે કામ ન તારે વર્ણાશ્રમ કે દેહથીરે
પહોંચે કાને તારે એકજ પ્રેમ અવાજ. હે.

કૌરવ મેવા કેશવા, કાઢયા મારી લાત
વિદુર ભાજી વ્હાલથી, ખાધી હે જગતાત
વાતે વાતે નાથ વખાણી વાલમ વ્હાલથીરે
એતો દીનવત્સલ દીનબંધુ પણ દેખાય
અભાના અક્ષર ભુંડા તું છેકે ભાલથીરે
લક્ષ્મીવર લઘુતાપર તુજ પ્રીતી દેખાય. હે.

મુનીજન મમતામાં રહ્યા, મનમાં રાખી તોર
ત્યાં શબરી પાસે જઇ, એઠાં ખાધાં બોર.
ઠોરે ઠોર પ્રકટ કીર્તિ નવ છાની છે જરીરે
પ્રભુ જન મ્હારો કરી જન્મારો રામ સુધાર
હું તો થાકયો પાકયો ભવાટવીમાં ફરી ફરીરે
પતિતપાવન પરમેશ્વર પ્રીતેજ ઉધાર, હે.

**રાસડો પુનેમચાંદની જેવો રાગ.**

આવો આવો સખી સજીયે શુભ શણગારનેરે
જેમાં જુગતેથી જણાયે જગજીવન, જીવન ધન,
પ્રીતે હળીમળી હરિવરના ગુણગણ ગાઇએરે. ટેક.
સાડી સારંગપાણુની, ચતુર્ભુજ ચણીયો,
ચોળી ચપળા નાથની, હાર હરિ ગણીયો,
નકવેસર શ્રીનંદજી નંદન, કંકણ કાનજીરે,
વેઢો વિંછીયા તેતો વિઠ્ઠલ વરનું નામ. પ્રિતે.
વાળી વૈકુંઠ વાસની, નરહરી નેપુર સાર
કાંબી કેશવ રાયની, કડલાં કૃષ્ણ નિરધાર,
ઝાંઝર જગદીશ્વરનાં ઝમકે, બળવંત બેરખોરે
કરડા કરડી મારે કરૂણાનંદનું નામ. પ્રિતે.
કંદોરો કમળા પતિ, ધુઘરીયે ધનશ્યામ
પોંચી પરમેશ્વરતણી, ગંઠો ગોવિંદ ગુણગ્રામ
સાંકળી શ્રીવર છે શોભે, કડાં કૃપાળનાં રે
અગદળીયાં મોહન, છે અણુવટ આતમરામ. પ્રિતે.
ધરણીધરનો ઢેસકો, ઠોળીયાં ઠાકોર રાય
લવીંગડાં લક્ષ્મિ પતી, નથ શ્રીનાથજી થાય

ચતુરાનન પતિ ચાંદલીયો, સેંથે શામળોરે
શ્રીફ્રમ તેલ સુગંધી ધરીયું મસ્તક માંય, પ્રિતે.

શણગારો સૌ શોભતા, ધર્યા ધણી દરબાર
સખીયો ચાલ્યાં સ્નેહથી, શોભા અપરંપાર

આનંદ આનંદ રેલે રમા રમણના સાથમાંરે
દાસી પદપંકજમાં રામ મણિ રગડાય. પ્રિતે.

**રાગ તું તો રામ રટણ કર્ય રંગમાં.**

મન રાખ્ય સંગત સાચા સંતની, જાળ કાપે જનમની અપાર
સાચા સંત સેવીયે. ટેક.
અશ અંધ કદી નવ ઊદ્ધરે, તારા વિણ જવાય ન વાર, સાચા.
અંધેઅંધ મળી પડે ખાડમાં, નિકળવાનો ન લાગ લગાર, સાચા.
ઉંટવૈદ દવાથી કોઇને, ઘટે રોગ ન થાય ખુવાર, સાચા.
વિશ્વાસુજ કરાવે વિનાશને, મારે ઉલટો સામો માર, સાચા.
કદી મારગ ભૂલે ભોમીયો, કેમ પંથનો આવશે પાર, સાચા.
વહાણ બોળે પોતે સાગરમાં જઇ, ઉગરવાનો બીજો શું આધાર સાચા.
માતા ગળ-શુદ્ધિમાં ઝેર ઘોળતી, બાળ જીવશે નહિ નિરધાર, સાચા.
આદિ શંકર શરણે સ્નેહથી, મણિરામ જશો ભવપાર, સાચા.

**રાગ ઘેલાં ભૂલે થયાંરે.**

ચાલો ભજો હરિરે પાછી વારી આવી નાવે. ટેક.
ગર્ભવાસમાં ભટકો શાને, બેસો ભકિત નાવે,
નિદાન જાણી ઓસડ કરતાં, ફેર રોગ નહિં આવે. ચાલો.
સંસારી આ ખેલ જેમ કોઇ, આતસબાજી મચાવે,
એમાં ઉમર આખી વીતી, કેમ હજી એ ભાવે. ચાલો.
ગુરુગમ જાણી ગોવિંદ ગાતાં, જન્મમરણ ઝટ જાવે,
દયા દાન દીનતા. દિલ ધરતાં, ઝટ મૃત્યુ પર ફાવે. ચાલો.

નામ નારાયણ નિર્મળ નેહે, સદ્દગુરૂ સાન બતાવે,
માટે જે દઢતાથી હૈયે, ધારી ધુન ગજાવે. ચાલો.
માયા પડદા ત્રુટી પડશે, જ્ઞાન ખરૂં મન લાવે,
છતી આંખે અંધા થઇ બેસે, તેને શું સમજાવે. ચાલો.
હરિરસ પીતાં લાજે શાને, શૂરા લાજ લજાવે,
લાજે લાખેણાંને દાળયા, બચ્યા ન જન કોઇ દાવે. ચાલો.
ધુમાડે અગ્નિને ઢાંકયો, વાદળ સૂર છુપાવે,
લાજ અને મરજાદ નકામી, આત્માને અભડાવે. ચાલો.
જન મણિરામ રસે ઝીલો, તો નાતો નાથ નિભાવે,
એનાં વ્હાલ નથી કાંઇ ઠાલાં, સારો ઠાઠ દિપાવે. ચાલો.

રાગ એજ

ગાંડાં ભલે ગણેરે, ગાંડાંમાં ગુણ ગણ બહુ ભારે, ગાંડાં.
પહેલાં સમજણ નહોતી પડતી, માયા કંઠે વળગી,
રઝળાવી માર્યા બહુ તેણે, ગુરૂએ કીધી અળગી. ગાંડાં.
ગાંડાંની મસ્તી અતિ સારી, ગાંડાં સમજી લેશે,
ગાંડપણું જેણે નવ દીઠું, ડાહ્યાં શાથી કહેશે. ગાંડાં.
ગાંડાંની દીલદારી દેખી, દુનિયાદારી હારે,
ગાંડાં જેવી ગતિ જડે નહિં, ગપના ગોળા મારે. ગાંડાં.
દરદીની ગતિ દરદી જાણે, બેદરદી શીદ જાણે,
દીલમાં ઘા નહિ કારી વાગ્યો, જખમ પીડા શું જાણે. ગાંડાં
ભલે સીનામાં જખમ અમારે, મલમ પટા નહિં કરશો.
મજા ભલી છે મજા મજાની, દીલમાં દાઝ ન ધરશો. ગાંડાં.
લેશ ન પરવા કરશો કોઇ, અમને નથી તમારી,
રહેમ વિનાનો નાથ અમારો પરવા કરે અમારી, ગાંડાં.

ગાંડાં ગોવિંદાનાં સાચાં, નથી જગતનાં ગાંડાં,
રામમણિ ગાંડાં તે ડાહ્યાં, બીજાં કપટનાં ભાંડા, ગાંડાં.

**રાગ—ગરબીં મારે ગીરીધર સું ઘરવાસ. એ રાગ.**

વિષ પીએ જગતના લોક, સંત સુધા પીતા
જીવ કરે મરણનો શોક, સંતો નથી બ્હીતા. વિષ.

વિષયે વળગે જે મન, ઝેર ખરૂં જગમાં,
ઝટ નર્કે થાય પતન, વ્યાપે રગ રગમાં. વિષ.

સહુ આશા અફીણરૂપ, તૃષ્ણા તે તાડી,
સગપણ તે સુમલ સ્વરૂપ, ત્રોડે ઝટ નાડી. વિષ.

ક્રુર કામ કચૂરો આપ, ક્રોધ કણેરજ છે,
વછનાગ લોભીની છાપ, મંદમધુ ઝેરજ છે, વિષ.

વળી મોહ મહા વિષ નામ, હળાહળ છે આપે,
મત્સર તે મોત મુદામ, ઉમર અધવચ કાપે. વિષ.

એકેકું કાળસમાન, બધાં ભેળાં મળિયાં,
ત્યાં ઉગર્યાનું અભિમાન, કરે મતિનાં ચળિયાં. વિષ.

સંતો ત્યાગી તે ઝેર, કરે ભક્તિ ભાવે,
તેથી ત્રૂટ છે વેર, ન ઝેર કદી ફાવે. વિષ.
ભજને લાગે ઝટ તાળ, તેથી ભય ભાગે,
મણિરામ બને રખવાળ, જીવડો ઝટ જાગે. વિષ.

**રાગ—સારૂં સારૂં રે સુરત શેહેર.**

નથી સહન થતું જગ બાપ, આ સંકટ ભારે.
તું ટાળ ત્રિવિધના તાપ, વળ વ્હેલો વા'રે. ટેક.
તરસ્યાને સર સારૂં બતાવી, પીવા નથી કેમ દેતો રે,
તરસે જીવ આ છે જાવાનો, સાર નથી શીદ લેતો. વળ.
ભૂખ્યાને ભોજન પીરસાવી, લેશ ન જમવા દીધું રે,

ભુખે મરવાની તક આવી, હરિ આ તે શું કીધું. વળી.
સમજણ આપી પંથ ચડાવી, રઝળાવી કાં મારે રે;
અધવચ કાં અથડાવે વ્હાલા, માધવ મુજ મન હારે. વળી.
જો જાણી હોત રીતજ આવી, તો નવ રસ્તે જાતરે,
આતો બંન્ને ઠેકાણેથી, થઇ રઝળ્યાની વાત. વળી.
દઇ વિશ્વાસ પછી કાં ત્રોડે, એ શોભે નહિ નાથ રે,
આશા દીધી તો કરને પૂરી, પ્રીતે રાખી સાથ. વળી.
સ્નેહ ઝરો શું સુકવી નાખ્યો, મોહન મારે માટેરે,
અટવાતો અંધારે ભટકું, વાટ ભુલીને ઉવાટે. વળી.
મારે તો મરવામાં સારૂં, એમાં શી છે ખોટરે,
પણ તારે નામે નહિ તોળે, કોઈ નવટાંકે લોટ. વળી.
સેવક ભેળી જાશે નિશ્ચય, સ્વામી તારી લાજરે,
જન મણિરામ ગણી પોતાનો, સિદ્ધ કરી દે કાજ. વળી.

રાગ. એજ.

જોયું જોયું રે જગદાધાર, જગ સર્વે જૂઠું,
નથી આંબલીયાની હાર, બાવળનું ઠુંઠું. ટેક.
સૂર્ય કીરણ–ભવ,જળના જેવો, વિશ્વે બધો વિલાસરે,
ખોટો પણ સાચો સમજાયે, મિથ્યા મૃગ જળ ભાસ, જગ.
કાચ ભૂમિ જળ જેવી જાણી, લુંગડા ઉચાં લેયરે,
જગ બાધું ઉપહાસ કરે નેં, હાથે તાળી દેય. જગ.
વળી જળ કાચ હશે માનીને, ગીવટથી નવ ચાલેરે,
પડે પાણીમાં પ્રાણી પંડે, લોક હસાવે ઠાલે. જગ.
છીપને રૂપે કમાઇ કરવા, કયા દેશમાં જાવુંરે,
વંધ્યા સુતના વરઘોડામાં, શું હોંસેથી ધાવું. જગ.

ગગને ગંગામાં નહાવાની, વાતો વગદાં જેવીરે,
ગંધર્વોના નગર સમી, જાણી જગ જાજો લેવી. જગ.

સસલાના શીંગડાં લેવાને, જો મૂરખ કોઇ જાયરે,
હાથ ન આવે કાંઇ કોડાને, ખોટી ખેપે ધાય. જગ.

નામ પડયું પણ ઠામ મળે નહિં, છો, ગોતે ત્રયલોકરે,
આશ કાશ કંકાશ તજેતો, ઝટપટ બને વિશોક. જગ.

નીરખી પરખી સરખી રીતે, રામ પ્રભુ મણિ થાકયોરે,
ભવ ભૂંસામાં નથી કદાપિ, કુંકી ભુકડો ફાકયો. જગ.

**પદ ૧૮૪ રાગ ગરૂડ ચઢિ આવજો ગીરિધારી.**

ગર્ભવાસે મહા દુઃખ પામ્યો, તો એ બાપનો બોલ ઉથાપ્યો,
કીચડ કર્મતણો અતિ જામ્યો, સમજ હજી આવતી નથી શાને ?

મળ મુત્રમાં ગોથાં ખાધાં, આડી અવળી કરી અતિ બાધા,
તારા ઢીલા થયા ઘણા સાંધા. સમજ.

માતા ખારૂં ખાટું તીખું ખાતી, તેથી અંતર વેદના થાતી,
વારંવાર મતી મુંઝાતી. સમજ.

નર્ક કુંડ સમો ગર્ભવાસ, દુરગંધ તણોજ નિવાસ;
નવ માસ કર્યો સહવાસ. સમજ.

અલબેલાને અરજી કીધી, જ્યારે સમજણ આવી સીધી,
જમનીજ જમાની દીધી. સમજ.

કોલ દીધો ભજન કરવાનો, મળ્યો છૂટયા તણો પરવાનો,
નથી દીધો ફટકી ફરવાનો. સમજ.

ચૂકે તું પણ જમ નહિં ચૂકે, હામી આકરી તે કેમ મૂકે,
હજી હાય ! શું ફોતરાં ફુંકે. સમજ.

ચક્ર રાત દીવસ ફરે માથે, જમદુત રહે છે સંગાથે,
ઝડપી પકડી લેશે ઝટ હાથે. સમજ.

જરા શાંત બની થા તું શાણો, તારે સારૂ ખુલી નર્ક ખાણો,
જમ ઝાઝી કરાવશે કાણો. સમજ.
મણિરામ ભજનમાં માણો, જગમાં જ લેવી રૂડી લા'ણો,
થતું રામ શરણ સપરાણો. સમજ

**રાગ—હાંરે દેખો સખી ડોલરીયો.**

હાંરે, બ્રહ્માંડે સુગર્જના ગજાવી.
સુબ્રહ્મનાદ ઉઠયો સમાધે, ટેક.
ઇંદ્રિયો શાંત બની, વિષયો વિરામ્યા;
હાંરે, ઝટ વૃત્તિ નિવૃત્તિની તજાવી. સુ.
નાળાં ત્રીકૂટીનાં તૂટયાં તડાકે,
હાંરે મહામાયાને મોહમાં લજાવી. સુ.
સુરસરિ સૂર્ય સુતા સરસ્વતિ સ્નેહમાં,
હાંરે બ્રહ્મ સાગરે સમાનતા સજાવી. સુ.
કામાદિક ભસ્મ થયા, જ્ઞાન નેત્ર ખૂલતાં,
હાંરે બ્રહ્માનંદની સુનોબતો બજાવી. સુ.
માન ભાન હાડ ગળ્યાં, વિજ્ઞાન હિમમાં
હાંરે અજા ભાર કે શું શકે એ પજાવી. સુ.
નામ મણિરામ સુ પ્રતાપ પૂર પ્રેમથી,
હાંરે ભલી ભાતે સુભવ્યતા ભજાવી. સુ.

**રાગ. બેડાં મારાં નંદ વાશે.**

અવતારો લીધા મારે નાથે, ભગત ભીડ ભાંગવાને.
ઘણી રાડો કરી દૈત્ય સાથે, ભગત ભીડ ભાંગવાને.
દેવ થા'પ્યા થાનકમાં હાથે, ભગત ભીડ ભાંગવાને.
કર મૂકયો પ્રભુ જન માથે, ભગત ભીડ ભાંગવાને.
પ્રથમે મચ્છ રૂપે થયા, કીધો પ્રકટ પ્રતાપ,

પ્રલય સાગરે સેલીયા, મનુ આદિ બચાવ્યાં બી આપ ભગત.

બીજે કચ્છપ રૂપથી, સાગર મંથન કીધ,
ચૌદ રત્નમાં તત્વ તે, હરી દેવોને અમૃત દીધ, ભગત.

ત્રીજું રૂપ વરાહનું, પ્રકટયું બ્રહ્મા નાક
સંહારી હિરણ્યાક્ષને, લાવ્યા પૃથ્વિ મારી વીર હાંક ભગત.

ચોથે વામનજી બન્યા, બળી દ્વાર આસન,
બંધાયા બળી બાંધતાં, તોય રાખ્યું જતું ઇંદ્રાસન. ભગત.

પંચમ પ્રકટયા નર હરિ, સુણી પ્રહલાદ પુકાર;
હિરણ્યકશ્યપ મારિયો, કીધો દાસને જગે સરકાર. ભગત.

છઠ્ઠે પરશુરામજી, વિપ્ર કુળે અવતાર,
ક્ષત્રી માન ઉતારીયાં, સમજાવ્યાં વિવેક વિચાર. ભગત.

સપ્તમ રઘુકુળનાથજી, રામચંદ્ર મહારાજ,
રાવણનું કુળ કાપિયું વિભીષણને અચળ આપ્યું રાજ. ભગત.

અષ્ટમ કૃષ્ણ સ્વરૂપથી, ઉતાર્યો ભૂભાર,
પાંડવ પોતાના કર્યા, કંસ કૌરવનો કીધો સંહાર. ભગત.

નવમે બુદ્ધ બની કર્યો, વિમૂખને મનમોહ,
ખંડયો માયાવાદને, નાશ કીધાં હીંસા અને દ્રોહ. ભગત.

દશમે કલ્કિ રૂપ થશે, કરશે કળિનો અંત,
સત્યયુગ વરતાવશે, મણિરામ સ્વામી ધરી ખંત. ભગત.

**રાગ એજ,**

મૂકી જાવાનું અંતે મશાણે, હેડી તારી જો હાલી;
શીર કુટમાં તું થોર ખરશાણે, કરી હાથે પાયમાલી. ટેક.
માલ વિનાનો મામલો, મચ્યો થયો તું અંધ,
સ્વારથ સમજી નવ શકયો, કુર કપરા બાંધ્યા તેં સબંધ; હેડી.
આવ્યું નહિં કંઈ હાથમાં, સુખની મળી ન ગંધ;

નાપણ તૃષ્ણાએ કરી, ધાર ધાર્યાં વિના કર્યાં ધંધ. હેડી.
આખર વેળા આવતાં, કાઢે ઘરની બહાર;
વ્હાલાં તે વેરી થશે, ફુંકવાને ચાલે તજી પ્યાર. હેડી.
વાલ વાળી પણ લઈ લીયે, કપડાં કાઢી લેય;
પાંચ હાથનું પંચીયું, લોક લજ્જા માટે કરી દેય. હેડી.
પ્રથમે પ્યાર બતાવતાં, તે સહુ કહેશે પ્રેત,
જકડી બાંધે ઠાઠડી, નહિ આણે હૈયે જરી હેત. હેડી.
ચેહ ભડકાને બાળશે, ખોળે :રાખી ખંત:
તુજ તુંબલી ત્રોડશે, પુરી પ્રિતિનો આણીને અંત. હેડી.
વળીયે વળીયે ખોળશે, ભાંગી નાંખે હાડ;
વાઈ નાખશે રાખ પણ, કેમ વળગ્યો તું તેને લબાડ. હેડી.
સ્વાર્થે રોશે સામટાં, તાણી લાંબા રાગ;
પછી લાડુ પટકાવશે, તેનો છોડી દે તું અનુરાગ. હેડી.
ઘર વનસમ સમજી મને, કર વૈરાગે વાસ,
દેહ ફરે વ્યવહારમાં, અંતરેથી હાંકી મૂક આશ. હેડી.
આશ રાખ મણિરામની, જગની આશ્રી ઠેલ;
ઈંદ્રજાળનો આ બન્યો, મનમાની લેને ખોટો ખેલ. હેડી.

## રાગ—રૂડીને રૂપાળીરે કાના તારી મોરલીહોજી.

મીઠી ને મધુરી રે, વ્હાલા વેણું વાગતી હોજી;
ગગને ઘુરે અનહદ નાદ સુસાદ. મીઠી.
રસીયા વેણુ નાદેરે, રસમય જ્યોતિ જાગતી હોજી;
અંતર માંહે ઉછળે આનંદ ઉન્માદ. મીઠી.
વેણુનો રણકારો રે, થાતાં ભ્રમણા ભાગતી હોજી;
બ્રહ્માંડે બહુ બ્હેકી રહ્યો બ્રહ્મનાદ. મીઠી.

વાંસલડી ભણકારોરે, શુણતા આવે જાગૃતી હોજી;
ગળીતાં સર્વે ભેદ વિભેદ વિવાદ. મીઠી.
ભભકો ભારે જાગ્યોરે તૃષ્ણા બુદ્ધિ ત્યાગતી હોજી;
ફંદે ફંદે ધ્દે મટી ફરિયદ. મીઠી.
બ્રહ્માકાર ભાસેરે, વૃત્તિઓ વિરામતી હોજી,
પ્રભુ પ્રિયતમ શ્રીરામે દીધી અંતે દાદ મીઠી.

## રાગ. એજ.

મીજમાની દીન બેનીરે, જીવડા જગમાં જાણજે હેજી,
ક્ષણભગુર આ કાયા ત્રુટે નથી વાર. મીજમાની.
પાણીનો પરપોટોરે, કાયા તો પ્રમાણજે હેજી;
પલમાં ફુટી જાયે ન ઢીલ લગાર. મીજમાની.
કાચો માટી કુંભોરે, કાયા ઉરે આણજે હે જી,
વસાતાં નહિં લાગે વખત નીરધાર. મીજમાની.
કુંપો કાચ કેરોરે, કાયાન પીછાણજે હેજી;
ફટકારાથી ફુટે બાંધ્યો શું તેમાં પ્યાર. મીજમાની.
વાદળનો ઘેરાવોરે, કાયાનું એધાણ જે હેજી;
પવને વિખરે ક્ષણમાં પામીને વિકાર. મીજમાની.
ચમકારો ચપળાનોરે, કાયા ઓળખાણ જે હેજી;
ચમકી લીન થાતી ઠરે ન કોઇ ઠાર. મીજમાની.
ભૂલાવે ભરોસેરે, કાયારૂપી કાણુ જે હેજી:
જન મણિરામે પ્રીતિ ધરે કરે વ્હાર. મીજમાની.

## રાગ એજ

સાચો તો સથવારોરે, સુંદર વર સ્યામનો હેજી,
બીજા સાથો કાચા ન આવે કોઇ કામ. સાચો ટેક.
બેની નારી માનોરે, સ્નેહ તો નકામનો હેજી;

કળિયા સુધી આવી વળે તે તમામ. સાચો.
ભ્રાતા પીતા સુતનોરે, પ્રેમ છે હરામનો હેજી;
મશાણુ સુધી આવે ન આગે ધરે હામ. સાચો.
અગ્નિ કાષ્ટો કરતાંરે ધંધો દેવા ડામનો હેજી;
જીવની સાથે ચાલે ન બાળે હાડ ચામ. સાચો.
પરલોક વેળાવોરે, પાપ પૂન્ય નામનો હેજી;
આત્મસંગી થાયે નકામા સારા વામ સાચો.
ભીખારીની ભૂખનેરે, વૈભવ જે જામનો હેજી;
સર્વે પડયું રહે પોતાનેજ ઠામ. સાચો.
રામ મણિ પ્રભુ જનનોરે, બેલી સૂખ ધામનો હેજી
પોતારૂપે કરે ગાતાં ગુણ ગ્રામ. સાચો.

રાગ બિભાસ.

દેવા ! દિદાર દેદે ગણી ખાસી દાસી
ગણી ખાસી દાસી હાંસી થશે જો તપાસી. દેવા. ટેક.
ન્યારો આ પંથ પ્રેમી, ચાલી ના શકશે વ્હેમી
સાચાં અવટંકી નેમી, શકે છે ઉપાસી. દેવા૦
પુગ્યા અવઘટ આ ઘાટે, ચાલીને વશમી વાટે
ત્રીકમજી તારે માટે પડયાં ડાભડાસી. દેવાં૦
ત્રિકુટાચળ શ્રૃંગે ઉભી, શકે કેમ તેને દુભી
પડું પ્રેમ દરિયે ડુબી, મરૂં નાજ ત્રાસી. દેવા૦
મણિરામ સર્વે ભાળું હું તું પર તું નિહાળું
ખોલી દે દિલનું તાળું નિગમ નિવાસી. દેવા૦

રાગ ગઝલ બુલબુલ.

ભર્યા રાગો મધુર મીઠા, કર્યા આલાપ અણદીઠા
વસેલી વિશ્વ પારે તું, અનાદિ વ્હાલુડી ! વીણા

હતી ક્યાં ? શું હતી ! વ્હાલી ! હવે તેં રૂપ શું ધાર્યું
ગજાવે ગાન કેવું તું, મજાની બાલુડી ! વીણા
સમજતો પાડ પ્રેમીલી ! અતુલતા ગાનમાં તારી
પ્રભાવે પેખવા શકિત ન મારી લેશ છે વીણા
મધુર ઉદરે ધ્વનિમય હા ! મણિ તુંમાં રહ્યો જાણું
પ્રસન્નજ રામ રંગીલી ! થઇ દે દર્શને વીણા.

રાગ એજ.

અરે ! આલમ તપાસી મેં, ન દીઠું શાન્તિનું ઠામે;
ભરેલી છે ગમી વિશ્વે, ભરૂશો કાં કરૂં દમનો. ૧
ગમીના સ્વાદમાં ઝુકયાં, કરે તેને ગમી શીક્ષા
વલોપાતે મરે મિથ્યા. ભરૂસો૦ ૨
દુઃખી દુનિયાં બધી ફાની, છતાં થાતીજ તોફાની
ચમક ચપળા વડે ચમકે. ભરૂસો૦ ૩
સનમના પ્રેમનો પ્યાલો, અરે પીજા ભલે સમનો
મણિરામે મિલાવી દે. ભરૂસો૦

રાગ એજ.

અરે ! બાગે બગીચે ના, નિપજતો પ્રેમ ના ના, ના,
નથા કંદોઇને હાટે, ન ધાટે તે મળે ના, ના,
ન ગાંધી દોશી તે આપે, ન ખેતર માંહિ તે પાકે
વિવિધ વાતે ન તે મળતો, ચડે છો વિશ્વમાં ચાકે
ન સાધનથી રળાતો તે, ન કૌશલ્યે કળાતો તે
ન પોથાંમાં ન થોથાંમાં, નથી કાંઈ ભળાતો તે
સમર્પે આપ આપોપું, છતો પણ અણછતો ખેલે
અભાને ભાન ભુલાતાં, મણિરામે સ્વરસ રેલે.

### રાગ એજ.

અપુજ નિજ દેવળે દેવા ! જતાં કાં દેવળે બીજે
કહો ! નિજ દેવળે દેવા ! અરે ! શાને નહિ ખીજે
અરે ! ઘટ મંદીરે કોઇ, નથી હા ! દર્શને જાતાં
ભટકતાં દેવળો ગોતે, અરે ! કાં દર્શને ધાતાં
મરે ઘરનાં બધાં છૈયાં, અરે ! રે ! ઘંટી હા ! ચાટી
દઈ અધ્યારૂને આટો, જશો શું જંગલી ! ખાટી
ખરૂં મણિ અંતરે ઝગતું, કબાડી ! કાંકરો કાં લે ?
તજીને રામ આત્મા તું, બગાડી ખેલ તું કાં દે ?

### રાગ એજ.

બજાવી બાહ્ય દેવળમાં, હરામી ! ઘંટ મરતો કાં ?
અનાહત નાદ અંતરમાં, ચડીલા ! તું ન સાંભળ કાં ?
નકામી ટોકરી ઠોકી, મફતના ઢોંગ શું કરતો ?
ધ્વનિ ધડુકે અખંડીત હા ! નથી તું કાનકાં ધરતો ?
લઇ ઘી ખોરૂં ને વાટું, કરી; શું આરતિ કરવી ?
પ્રકટ જ્યોતિ ઝગે નિત્યે, ન દૃષ્ટિ ત્યાં ન કાં દેવી ?
સુધા મણિરામને મુકી, નકામી ખાંડની ચપટી
ધરીને ખાટવું ધાયું, પગથીયેથી પડયો લપટી.

### રાગ એજ.

અમે પરદેશનાં પંથી, તમારા દેશમાં આવ્યાં
અમારા વેષ દેખીને, અભાવો દિલ શું લાવ્યાં
અરે ! બાહિર અમ વેશો, ધરેલાં છેક છે ચૂંથા
તથાપિ અંતરે દેખો, સુતતુ પ્રેમમય ગૂંથ્યા
ડરો માં બાહ્યથી બાપુ ! નકામા કાઢીને વાંધા
સ્વરંગી સ્નેહનાં સૂત્રો, નથી જ્યાં લેશ હા ! સાંધા

ઉપરની પેટી છે ખોટી, મણિ તો ભીતરે રાખ્યો
ખરાં રામાનુરાગીઓ, લહે અંજાય ના આંખ્યો.

રાગ એજ.

અહો ! આ ભારતી દેવી ! સુઅબ્દે નૂતને આજે
ખરી આશિષ આપે છે, બધાં સંતાનને કાજે
સુયશ ધન ધાન્ય ને વિદ્યા, સુઅર્થો લાભને ધર્મો
રળો ભા ! મુકિત ને ભકિત, કરો રૂડાં ઘણાં કર્મો
શુભે આ ઓગણીસેં હને, ભલા ત્રોંતેરના વર્ષે
ત્રયી બળ બુદ્ધિને આયુઃ વધો રાજો સદા હર્ષે
મણિમય મોદમાં મ્હાલો, પ્રભુતા દેખા દેખાડો
સ્મરણમાં રામ નિત્યે હો, મરણને જન્મ ખત ફાડો.

રાગ એજ.

બનીછું મસ્ત દિવાની, સનમના સ્નેહમાં ગાંડી
ગણો ગાંડી દીવાની છો, સનમ શોધું સકળ વિશ્વ
કદી સારી ગણી સ્નેહે, કરો આદર નકામો છે
બુરાઈ જાણીને ફટકો, લગાવો તે નકામો છે
ન પરવા છે જરા કો'ની, ખરી દરકાર દિલબરની
ધરી તે તો ધરી સાચી, ન ધરનારી અવર કોની
પ્રિતમની શોધમાં અંધું, રઝળતું દિલ આ ર.ને
અડી મણિરામ એ વળશે, અગર તો રાનમાં મરશે.

રાગ એજ.

અયે ! ઉસ્તાદ ! જડયંત્રે, ન દેખા દે વગાડે તું
જગત તો સ્વપ્નમાં સુતું, સીતારી સ્નેહની વાગે
વળી આ અંતરે જોતાં, ખુંટીનો ખેંચનારો તુ
તને શોધું સનમ ! હારૂં પિયાનો પ્રેમનો વાગે

ગજબ આ ગાન તારૂં તો, અજબ થાતું સ્વમન મારૂં
સજગ થઇ સાંભળું શ્રવણે, સ્વરંગી સ્નેહની વાગે
સુતંતુ ત્રોડનારો તું, સ્વતંતું જોડનારો તું
અલગ એ પાડનારો તું, સુતંબુર ત્યાગનો વાગે
પિયાનો ને સિતારી આ, સ્વરંગી તંબુરો મણિ હા !
બધામાં રામ તવ શકિત, ધ્વનિત સ્વયમેવ હા ! વાગે

રાગ એજ.

અહો ! ખેંચાય શી ! ખૂંટી, ન દેખું ખેંચનારૂં કો
તથાપિ ખેંચ તો લાગી સનમ ! તારી સીતારીમાં
જરા ખેંચાણ થાતામાં, અચાનક તાર સહુ ચડીયા
ચડાવ્યાના ! ચડયા આપે. સનમ૦
ગઇ શું ગોઠવાઇ હા ! હઠીલી આજ આ ઘોડી
વગર કર ચાલતો નખલો. સનમ૦
મધુરૂં ગાન શું ઉઠયું હૃદયને ભેદનારૂં એ
નશે ગાયું મણિરામે, સનમ૦.

રાગ એજ.

હજુ તો ગાન મીઠાશે, લહેજત આવતીતી ત્યાં
કડાકો સાંભળ્યો આ શો, સનમ ! તારી સીતારીમાં
ત્રુટયા એ તાર શું ! તોબા ! ગઇ ઘોડી પડી ઉંધી
ફરી ગઇ ખુંટીયો શાથી ? સનમ૦
જડે નખલો ન એ ગોત્યો, બલુ મારૂં અહો ! ફાંફાં
હતું એ સ્વપ્ન કે સાચું. સનમ૦.
રસાત્મા રામ કરૂણાથી, મણિના તેજમાં વ્હાલા
મીલાવી સાધનો દે, દે. સનમ૦.

### રાગ એજ.

કંટાક્ષો ક્રોધની માંહે, કરૂણા નૂર મેં દેખ્યું
ખફા ખાવિંદ ! તારીમાં, કૃપાનું કીર્ણ મેં પેખ્યું
ઉપાધિમાં સમાધિની, સ્થિતિ શાંતિ ભરેલી હા !
દુખાબ્ધે સુખની નૌકા, દીઠી દીઠી તરેલી હા !
રમું છું સાવ સ્વાતંત્ર્યે, જગત જંજાળ નડતી ના,
સ્વછંદે રાગ દ્વેષાદિ, તણી ગંધેય જડતી ના,
નજર જ્યાં જ્યાં પડે ત્યાં, ત્યાં ઝલક મણિરામની ભાળું
પડે ના દ્રષ્ટિ એ લેશે, ત્રિગુણી વાદળું કાળું.

### રાગ ગઝલ એક તીર ફેંકતાજા.

મમ વેલડી ન ચાલે, ત્રૂટેલ સાજ સર્વે. ટેક.

ત્રૂટેલ જો તળાવો, ભાંગેલ પીંજણી છે
બળદો ઊઠે ન કેમે, છૂટેલ આશ સર્વે
છે જોતરો જુના હા ! શે જોતરૂંજ એલો
બહુકાશ એ કરાવે, ખૂટેલ સંધ સર્વે
કદી વેલડુંજ ચાલે, પણ મેલ બેસી જાતા
નથી હાંકનાર સારો, મૂસ્કેલ કાજ સર્વે
હાર્યો ! હરિ ! હવે હું ! થાશે કરીશ જે તું
મણિરામ સ્હાય થાતો, મમ સિદ્ધ કામ સર્વે.

### રાગ સદર.

જ્યાં ધર્મ ધીર પાકે, એ વીર ભુમી મારી. ટેક.

જ્યાં ભીમ ભીષ્મ ભારે, ભડ ધીર વીર સાચા
ઉદાર કર્ણ પાકે. એ० ૧

વળી પાર્થ દ્રોણુ જેવા, બાણાવળી બળીષ્ટો
આદિ અનાદિ પાકે. એ० ૨

હીરા સુધીર વીરા, જોટા જડે જગે ના
એવા અનંત પાકે. એ૦ ૩
એ ભારતી મણીને, નિપજાવ રામ પાછાં,
સ્વર્ગીય સુખ પાકે. એ૦ ૪

રાગ સદર.

ભણુકે સુબ્રહ્મ ભાવે, એ હિંદ છે અમારૂં. ટેક.
જ્યાં બ્રહ્મ તેજ ભાનુ, ગાર્ગી પ્રભા પ્રકાશે
વિલસે વિલાસ ભાવે. એ૦ ૨
રસ બ્રહ્મથીજ બીના, રૂષિયો થયેલ ઝાઝા
છે ને થશે સ્વભાવે. એ૦ ૨
રત્નો રૂડાં થયેલાં, ને થાય છે હજુએ
ભીંજેલ પ્રેમ ભાવે. એ૦ ૩
મણિ હિંદ રામ કહે, શોભા નિધાન સારૂં
વીર હાક મારનારૂં. એ૦ ૪

રાગ એજ.

દીલ ઐકયતા બનેલી, પ્રેમી પડે ન જૂદાં. ટેક.
ડાંગે ભલેય મારો, પાણી પડે ન નોખાં
રસ રૂપતા મચેલી. પ્રેમી૦ ૧
રૂને ન કાપનારી, તલવાર તીખી ધારે
બહુધા વિયોગ વાગે. પ્રેમી૦ ૨
છાંટા ઉને જળેથી, ધર ના બળે કદાપી
દુરતા દુરાગ્નિ જવાળે. પ્રેમી૦ ૩
મણીરામમાં મચેલાં, પ્રેમાબ્ધિ રૂપ જે છે,
ત્વચ્ચો હજાર આવે. પ્રેમી૦ ૪

## રાગ. સર્વમાં સોહં રામ રમે છે.

અભેદે ફેદને ખેદ છેદાયે ઉંડા ઉંડાં ભેદનાં મુળ ભેદાયે અભે. ટેક.

બેડી બધી ત્રુટતો એક તડાકે, ફેડી સુધી સુઝતી સત્ય સડાકે,
ફેડી અંધી નાખતો સુર્ય ફડાકે. અભેદે૦

જુદા જુદા ભાસ ભેળાજ ભળાતા સુદા સુદા ભાવહૃદય ઉભરાતા,
ખુદા ખુદા સર્વમાં પ્રકટ કળાતા. અભેદે૦

આધું આધું પાસે પાસેજ ભળાતું દાધુદાધું દારૂખાનું માયા ખાતું.
લાંધું લાંધું શાને હું એમજ થાતું. અભેદે૦

કીડી ને કુંજર ઐક્ય કળાતું શ્વગોમાંથી, ભેદનુ ભુત પળાતું
હેતે હરિરૂપમાં આપે મળાતું. અભેદે૦

અભેદાનંદમાં નિત્ય રમંતાં, ભેદાદિના ભાસે નહિંજ ભ્રમંતાં,
બ્રહ્માનંદ ભોજ્ય સુ ભાવે જમતાં. અભેદે૦

બ્રહ્માંડો ભરપુર બ્રહ્મ વિલાસે, રેલં છેલં ઉછળતીજ હુલાસે,
સ્વમાં પ્રભુરામ મણિરૂપ ભાસે. અભેદે૦

## રાગ માઢ.

પ્રીત પરખાવો દરશાવો વ્હાલા ! આનું હરિ !
બળવાન બતાવા કાજ. ટેક.

તનથીને મનથીને ધનના સાધનથી, સૌ સામનથી હિણુ,
કામામાં ધામામાં ઉરના ઉધામામાં, ઝેર જેવો છું અફિણ. પ્રીત૦

દોષને રોષનો કોષ કદર્યએ, સંતોષ શોષની ખાણ,
સાજું ન ગાજું ઉંધું વજ્યું વાજું, ન સાજું રાખ્યું કરી હાણ પ્રીત.

ગંદુને ગોબરૂં મેલું ઘેલું વસ્ત્ર, આવે રજકની પાસ;
ઉજવળ થાવાની આશ તેને, તેમ તારી ભારી ધારી આશ. પ્રીત.

ઉજવળ થઇ વસ્ત્ર આશે વિશ્વાસે, રંગારાની કને જાય,
રંગે રંગાવા સુરંગે ભીંજાવા, તેમ પડયો તારે પાય. પ્રીત૦

રંગારો સારો ને રજક તું મારો, આરો આણી દેહે! રામ,
પ્રેમ કસુંબી પાકો પ્રભુમણિ, રંગ ચઢાવી તમામ. પ્રીત૦

## રાગ વાટડી જુએ છે.

સંદેશે શ્યામ ! શું ! સમજાવતો, કપટી કાના. સંદેશે. ટેક.
નિર્દય થાવું તું તો તેં, સ્નેહ કાં બાંધ્યો વ્હાલા ?
વાયદા કરીને શું ઉડાવતો. કપટી૦
ચિતડું ચોરીને ચંચળ ! ભાન ભુલાવો ભુંડા !
કાગળ કાસદીએ શું પતાવતો. કપટી૦
મુખડું દેખાડ મોહન ! મનોહર મોરલીવાળું,
રંગ ઝગડી કરતાં શું રીઝાવતો. કપટી૦
વ્રજનારી મણિમાં કાળા ! તારો શું રંગ ભાળી,
ભડકયો: રામૈયા શું ભડકાવતો. કપટી૦

## રાગ એજ.

અરજી કરૂં છું ઉભી આંગણે, સાંભળ શાણા! અરજી. ટેક.
મારા સમા રીસ આવી, ઘટતી ના ઘટઘટવાસી,
જુદાં જીવનજી અમને કાં ગણે ? સાં૦
શાને મનાવું સ્વામી, રૂસણું તું મેલ તારૂં,
મારે ચડવાનું ના સમરાંગણે. સાં૦
હું તુંમાં ભેદ ભાળું, તો તો સમજાવું તુજને,
અરે ! આ અભેદે કો ? નોખાં ગણે. સાં૦
સદા મણિરામ તારૂં, પદ તો પકડેલ પ્યારૂં;
ધણિયાતાં છે જગ છો રેઢાં ગણે. સાં૦

## રાગ એજ.

વ્હાલા ! વ્રજરાજ ક્યારે આવશો, જીવન પ્યારા. વ્હાલા. ટેક.
" જાઓ " કહેતાં કાના ! જીભડી તૂટી પડતી,

ગાંડાં ગામડીયાં ના વિસારશો. ભૂ૦
મોહન ! લેખીને મૂર્ખાં, ભૂંડાં જાણી ના ભૂલશો,
રંક પર રે'મ રાણા ! લાવશો. ભૂ૦
તમારે અમારાં જેવાં, ઝાઝાં તેથી ભૂલો તો,
અમને તવ મૂર્ત્તિનાજ ભૂલાવશો. ભૂ૦
વાટડી જોશું રોશુ, મણિરામ તારી નિત્યે,
કરૂણાળુ હૈયાં ઝટ હર્ષાવશો. ભૂ૦

રાગ એજ.

કાના વિયોગે રાધા ઝૂરતી, રોતી રોતી કાના૦ ટેક.
દર્શન તો દુર થયેલાં, વૃત્તિ વ્હાલાંમાં રમતી,
ક્ષણ પણ ખસતી ના પ્રિયતમ મૂરતી. રોતી૦
વ્હાલાંનાં વેણાં કેરી, મધુરીને મીઠડી હા !
ધ્વનિ તો ધરાર હૃદયે ધૂરતી. રોતી૦
વ્યાપક વિશ્વેએ વ્હાલો, જરા નથી ઠામ ઠાલો;
અહોનિશ જામી એજ સૂરતી. રોતી૦
રોવામાં ને જોવામાં, મણિરામ કૃષ્ણ વિરહે,
પ્રિયતમ પદ પ્રેમની છે પૂરતી. રોતી૦

રાગ એજ.

લાજે નહિ ને કાનો ગાજતો, જોને ઉદ્ધવ, લાજે. ટેક.
રથે બેસીને વ્હાલે, ધારણ ધીર દીધી;
બોલી બાજે છે એની આજ તો. જોને૦
શરમાયે નહિ શામળીયો, બોલાવે બાઝે બળાયો,
વૃજને મેલી મથુરા રાજતો. જોને૦
પ્યારાનો પંથ જોતાં, રજનીને દીવસ વીતે,
વાટડી જોઇને આવ્યાં વાજતો. જોને૦

ઉદ્ધવ શું કહીએ એને, સાને ન સમજે તેને,
વેષ પહેરે તે એને છાજતો, જોને૦
રામ શ્રી કૃષ્ણ રૂપે. મણિએંજ આપ શોભે,
સમજે એને એ નિવાજતો. જોને૦

## રાગ એજ.

મન સુમંદિરિયે મોહન આવિયા.
માણ્યા ટાણે મન સુમંદિરિયે મોહન આવિયા ટેક.
પ્રેમ પાટે પધરાવ્યા, સ્નેહ નીરે નવરાવ્યા,
મુદ રૂપી મોતીડે વધાવિયા, માણ્યા૦
નવધા ભક્તિ ભોજનીયાં, સ્વરસે ભીંજેલ જમતાં
દીવા વિજ્ઞાનના સળગાવિયા. માણ્યા૦
પ્રીત પાન પટ્ટી ચાવી, સામ્યતા સેજ માંહે,
આપે પધાર્યા કે પધરાવિયા. માણ્યા૦
જ્યોતિ મણિરામ જાગી, આપે ત્યાં આપ જોતાં,
ખેલો ખેલ્યાં કે ખેલાવિયા. માણ્યા૦

## રાગ—આજની ઘડી રળીયામણી.

આજનો સુલાભ સખા ! લીજીયે
ભલા ભક્તિ રસ ભાવવડે ભીંજીયે જીરે. આ. ટેક.

રૂડાં વેણ વદી કામ રૂડાં કીજીયે
ભૂત સર્વને અભય મને દીજીયે જીરે. આ૦

શત્રુ ખટપરે ખરેખરાજ ખીજીયે
છએ સંપત્તિને સંગ્રહીને રીઝીયે જીરે આ૦

ત્રિવિધ સંસૃત્તિના તાપમાં ન સીજીયે
સુધા સ્નેહ શાંતિમાં સદાય થીજીયે જીરે. આ૦

મણિરામ ગણી સર્વ નહિ બ્હીજીયે
અભય પ્રદ એ અભિન્ન રસ પીજીયે જીરે. આ૦

રાગ એજ

આજે આનંદ નિધી ઝીલીયે
પ્રેમ પાંખડીયે પાંખડીયે ખીલીયે જીરે આ૦ ટેક
ધાણુ કાઢયો કુસંપ કાળી ટીલીયે
બધાં કાર્ય સિદ્ધ થાય એક દીલીયેજીરે. આ૦
ફરો ના અરે ! મુખાકૃતિજ ઢીલીયે
વળી વસવું ન વિષમવૃતિ વીલીયે જીરે. આ૦
ખૂબ ચાળા ચુથાવીયા ચડીલીયે
હાય ! કીધા હેરાન એ હડીલીયેજીરે. આ૦
સર્વ તાળાં ખોલાય સ્નેહ કીલીયે
કીલી લટકાવો રામ મણી ખીલીયે જીરે. આ૦

રાગ એજ.

પ્રેમનો સુપંથ સિદ્ધ પાધરો
નિત્ય રસથી તરબોળ સ્નેહ સાથરોજીરે. પ્રે૦ ટેક
પ્રેમ કાચે પેખાય પંથ આકરો
પ્રેમ પકવી સુપ્રેમ પાજ પાથરોજીરે પ્રે૦
કરો દુર પ્રેમમાંથી વ્હેમ કાંકરો
પછી ક્ષેમરૂપ પ્રેમ પથમાં સરોજીરે. પ્રે૦
અડર આપ બનીને અભાન થઇ ફરો
પથે પળતા પ્રિય ! પ્રેમને નામે મરોજીરે પ્રે૦
ભેટની કટાર પેટ ધરો ના ડરો
મણિરામ ગળે ધાટ ઘાલીને વરોજીરે. પ્રે૦

### રાગ એજ.

મ્હેમની તો વાત સૌ ટળી ગઇ
હાવાં પ્રેમ અગ્નિમાં હું તો બળી ગઇ જીરે મ્હે૦ ટેક

ભલા ભક્તમાં સ્વભાવથી ભળી ગઇ
તેથી સંસારની પાર નીકળી ગઇ જીરે. મ્હે૦

ભક્તિ અમરવેલ આંગણે ફળી ગઇ
ચાખીફળ એ હું જ્ઞાનમાં ગળી ગઇ જીરે. મ્હે૦

શીશ સોંપી સુમાર્ગમાં મળી ગઇ
દોષ દંભ દ્વેષ દુષ્ટતા દળી ગઇ જીરે. મ્હે૦

હરિજનમાં સુહેતથી હળી ગઇ
મણિરામ ચરણ પંકજે ઢળી ગઇજીરે. મ્હે૦

### રાગ એજ.

આજે આનંદ છેલ અંગમાં
સંત સાધુ તણા સતસંગમાંજીરે. આ૦ ટેક

સદા સુખીયો સમાજ એ ઉમંગમાં
હાય ! દુખીયા ન નામ લીધું સંગમાં જીરે. આ૦

જ્ઞાની યોગીઓ વિરાગી ઝુઝે જંગમાં
ભક્ત વિજયી થઈ ન્હાય ભક્તિ ગંગમાં જીરે. આ૦

પ્રેમ ઘેલછાથી વહેવાણી વ્યંગમાં
મસ્તને મલંગના રહેજ ઢંગમાં જીરે. આ૦

ભુલી આપને રંગાયાં હરિ રંગમાં
જાણી ફોક માયા રામ મણિ નંગમાંજીરે. આ૦

### રાગ એજ.

આજે મન મારૂં રળિયાત છે
હરિ ભજને ભભકાય, ભલી ભાત છેજીરે. આ૦ ટેક

સહન કરી સ્નેહે મ્હાઓ એજ વાત છે,
એથી ઉલટ પથે જતાં વડો પાત છે જીરે. આ૦
નામ રૂપ મિથ્યા સ્વપ્ન જેવી ધાત છે
અસ્તિ ભાતિ પ્રિય સત્ય સદા ખ્યાત છે જીરે. આ૦
વિશુદ્ધ આતમ થકી નોખી ન કો જાત છે
અચર ચર એ બધાં ભગિનિ ભ્રાત છે જીરે. આ૦
ઉપાદાનને નિમિત્ત ઐક્ય જ્ઞાત છે
મણિરામ એ અભિન્ન માત તાત છે જી રે. આ૦

રાગ ઓ ભાઇરે શાંતિ પમાડ૦

ઉમંગથી રામ નામ જંગમાં ગજાવો.
હરિહર ગુણગણ ઢોલ ધમકાવો ઉમંગથી૦ ટેક
તપ તોપોને જ્ઞાન ગલોલા, ભાલા ભક્તિના સજાવો
શાંતિ સરાણે સજીને તિતિક્ષા, તીખી તલવાર ચમકાવો. ઉ.
દાન દારૂને વિજ્ઞાન આગે, દાધી તોપો ધકુકાવો
તોબ તમંચાના માર મારીને, મોહરાજ શત્રૂને હઠાવો. ઉ૦
આતમ ભુમી દાબી બેઠેલા એ પાજીને, મારીને ભુમિને બચાવો
મંત્રી વિરાગને રાજા વિવેકી, સ્વાનંદના વાવટા ઉડાવો. ઉ૦
નિષ્કંટક આ રાજ્યે સુકાળે, મણિમય મોદ હા ! મચાવો
રામાશ્રિત રહી બીજાને એવા, હેતે થવા લલચાવો ઉ૦

રાગ એજ.

સુસંગમાં હેતે પ્રીતે હાલ ભળાયે
ભળાયે સુશાંતિ પદ રળાયે. સુસંગમાં. ટેક
શાંતિનું મૂળ સંત સાચું બતાવે ત્યાં, માનમદ મુકીને મળીયે
ધીમેધીમે પણ દઢતા દીલ ધારી, પ્રેમે પરમ પંથ પળીયે. સુ૦

સંતોની સેવાનો લાભ તજી કાં, દુનિયાનું દળણું દળીયે
ચોંપે ચતુર્ભુજ ચરણે ચોંટી ન કાં, દામે ચામે કેમ ચળીયે. સુ૦
બીરદો બહુનામીના ગાજે, શાને સંસાર સંગ સળીયે
હરિહર ગુણ ગણ ગંગાતજી શીદ, માયાની આગમાં બળીયે સુ૦
હરિ સરખા હરિજન જાણીને, હેતે સુપાદ પદમે ઢળીયે
રામ મણિમય સઘળું જાણીને, સ્નેહે વિજ્ઞાન ગોળી ગળીયે. સુ૦

### રાગ વધામણીનો.

જીવડા લબાડ અભિમાનમાં મરીશમાં
છોડી દે છંદ કુવિચારરે, મૂરખ મન મોહમાં મરીશમાં
નારી નાદાન ગુલતાનમાં, મ. મૂકને સંસાર આ અસારરે મુ૦
ભાવો બાંધીને દ્વૈત હાથથી. મ. જન્મ મરણ દુઃખકારરે. મુ૦
શોકને સંતાપ કેરા સાથથી. મ. ભવમાં છે કષ્ટપારાવારરે. મુ૦
શત્રૂ ને મિત્ર બુદ્ધિ છોડજે મ. સર્વમાં દેખ વિશ્વાધારરે. મુ૦
નાણાં લેવાની તૃષ્ણા ત્રોડજે, મ. મેલીદે મદ અને મારરે મુ.
તન ધન ધામ ધરા હામમાં, મ. ખોટાં તજી દે તેનો તારરે. મુ૦
આશા રાખીને ચામ કામમાં. મ. સ્નેહે સેવી લે સરકારરે મુ૦
સ્વર્ગે નર્કે સુખો નહિ મળે, મ. ઝાંઝવાના નીરનો વિસ્તારરે મુ૦
જગની જંજાળે દુઃખ ના ટળે, મ. ભજ મણિરામ સુખકારરે. મુ.

### રાગ આજ ઇડરીયો ગઢ જીત્યારે આનંદ ભર્યો.

આજ અવસર આવ્યો ખાસોરે ભજો ભાવ થકી
પાડો નવધા ભક્તિના ચાસોરૂ ભજો ભાવ થકી
બીજ વોને જમીન પ્રેમ જળથીરે ભ. મર સહન ન થાયે ખળથીરે. ભ.
બીજ રોપો સુભાવના પ્રીતેરે ભ. દુષ્ટ દેખી દાઝે છોને ચિત્તેરે. ભ.

કામાદિકનાં નિંદણુ કાઢોરે. ભ. સુખે શત્રૂની પાડો દાઢોરે. ભ.
સારો પાક ખેતરમાં કરવોરે. ભ. અદેખાને લાગે ભલે વરવોરે. ભ.
ઠાંસી કોઠીયો ભરવી ઝાઝીરે ભ. ભલે દુર્જન મરતા દાઝીરે. ભ.
રામ નામ લેવું ગાજી ગાજીરે. ભ. પાપી મનમાં મરે છો લાજીરે ભ.
ધુન ધીરજ રાખી મચાવોરે. ભ. જીવ જમને દ્વારેથી બચાવો. ભ.
સારા કામમાં લાજ તે શાનીરે. ભ. શર્મ રાખવી ચુંથતાં વાનીરે. ભ.
લોક લાજને મારી પાટુરે ભ. મણિરામથી કરવું સાટુ રે ભ.

રાગ એજ.

કામી કેવો મળ્યો છે કબીલોરે જીવ જો તું જરા
જેવા લુટવા મળ્યા કોળી ભીલોરે. જીવ જોતું જરા
આંખખોલીનેઃખ્યાકાકારે જી. તળિયું સાજું કાંધામાં છે પાકારે જી.
મંદ મમતે ભર્યા મુઢ મામારે જી. કામ સીખ્યું મળ્યા નથી સામારે જી.
અંધ મોહે બનેલા છે માસારે જી. કામ ના પડે ત્યાં સુધી ખાસારે જી.
ફંદ ઝાઝો કરે છે આ ફુવારે જી. કામ ક્રોધે ભરેલા તે કુવારે જી.
ભાગ લેવા શૂરા થતાભાઇરે. જી. તેનુંચાલે તો નવ આપે પાઇરે.જી.
બુદ્ધિ બુંઠા બનેલા બનેવીરે જી. નિજ સ્વાર્થે રહ્યા તને સેવીરેજી.
જીવ કાઢી લેનારા જમાઇરે જી. ધુળ મેળે તારી તે કમાઇરે. જી.
મુળમાંથી સળેલા છે સાળારે જી. તારૂં ખોદી ખાયેભમરાળારે. જી.
સર્વે સ્નેહિમાં સ્નેહનો ટોટોરે જી.મણિરામ વિના ખેલ ખોટોરે. જી.

રાગ એજ

હજી જોતો બતાવું યુક્તિરે જાગી જો જીવડા
ચેતી જા તો થશે ઝટ મુક્તિરે જાગી જો જીવડા
દીકરાની છે દાનત ખોટીરે જા૦ તારી લક્ષ્મી તેને દીલે ચોટીરે જા૦

ભ્રષ્ટ ભાવ ભરેલા છે ભાણુા જા૦ મુકશે માથે મોટા મ્હાણારેજા૦
ભત્રીજાને મને જુઠી વાતોરે, જા૦ ધન ધુતવા વલોપાત થાતોરે, જા૦
વ્હાલ વિષયકાજ રાખે નારીરે જા. અંતેઅળગી એતો થાનારીરે જા૦
સસરો સ્નેહ કરે સાવ જુઠોરે જા૦ તેની સુતા મરે ત્યારે રૂઠોરે, જા૦
માતા પ્રેમ રહી પરવારીરે જા૦ બતાવી દે માંદાની પથારીરે જા૦
પિતા સ્વાર્થની પોકો મેલેરે જા૦ તારી આપદા આઘી ન ઠેલેરે. જા૦
સ્વાર્થી સાળાએલી અને સાઢુરે જા૦ કયાંથી આતે ભરાણી છે ઢાઢું. જા૦
જાગી જા જગ જામની માહેરે. જા૦ મણિરામ પકડશે બાંહેરેરે જા૦

## રાગ એજ.

ઘેરી વળિયાં વ્યાલાં વરૂ જોનેરે ચેતી જા મનવા
તારી ચિંતા ન લાગતી કોનેરે ચેતી જા મનવા.
લેવા રમખા તાકી રહી બેનીરે. ચે૦ રાખે આપદાતારી તે શેનીરે. ચે૦
તેજુરીની કુંચી ચાહે કાકીરે ચે૦ તેના હેતમાં જાયકાં છાકીરે ચે૦
માયા માટે મથન કરે મામીરે ચે૦ જમદ્વારે ન આપશે હામીરે ચે૦
દીકરી દાયજો લેવા દોડેરે ચે૦ તેના પ્રેમમાં કાં શીર ફોડેરે ચ૦
લૂટી લેવા ઇછેછે સાળીરે ચે૦ તેથી વાતો વદે મરમાળીરે. ચે૦
ફાંસી દેવા લાગ શોધે ફુઇરે. ચે૦ મન ગંદુ જેવી હોય કુઇરે ચે૦
જાળ પાથરે આકેરી સાસુરે ચે૦ તેની સુતા કાજે ઢાળે આંસુરે. ચે૦
ભળી જાય ભમાવાને ભાભીરે. ચે૦ નિજ સ્વાર્થે બનેલી છે આભીરે ચે૦
વાતો સ્નેહની કેટલી ખોલુંરે. ચે૦ મણિરામ વિના બધું પોલુંરે. ચે૦

## રાગ. એજ.

મુછ માથે આવ્યાં તારે પળિયાંરે. આધેડ થયો.
ગઢા ગાતર તારા ગળિયાં રે. આધેડ થયો.

અંગ આખે પડયાં તને વળિયાંરે. આ. અંધા આંખિઆ૦યાંઝળઝળીયારે. આ.
બોધા દાંત પડયા બન્યો બોખોરે આ. કાંકરા પેઠે કાઢીયો નાખોરે. આ.
ડાંડ ડાગળી ચસકી તારીરે. આ. હડુ હડુ કરે સુત નારીરે. આ.
કપટી કાનના દેવો નાઠારે આ. ગોખા ગ્રહતો બેઠા છે માઠારે. આ.
શઠ સાઠે બુદ્ધિ મંદ નાઠીરે. આ. દોંગા દશા બેઠી છે માઠીરે. આ.
આશા તૃષ્ણાના ભડકા સળગેરે આ. હજી જીવ્યાની લાલચ વળગેરે. આ.
ટાણું ચેત્યાનું તારૂં છે પ્રાણીરે. આ. મણિરામ પ્રીતે લે પીછાણીરે આ.

## રાગ એજ.

દેહ સુકાણી તારી પ્રાણીરે આવી છે જરા
કેડ કુબડી થઇ લે જાણીરે. આવી છે જરા.
નથી ચાલી શકાતું પગેથીરે આ. નકી જાવાનું થાશે જગેથીરે આ.
હાથ હેઠા પડયા હરવારીરે આ. હવે સાવ બેઠો પરવારીરે. આ.
હાથ લાકડી લઇને હીંડેરે આ. તોય છટકી જવા ચડે છીંડેરે આ.
જોજે મોત નગારાં વાગ્યાંરે આ. માથે મોચડાં ઝાઝાં લાગ્યાંરે આ.
વહાલાં વેરી થયાં લે દેખીરે આ. તેની દષ્ટિ થઇ છે અદેખીરે આ.
સગાં કહે આવી તક છેલીરે આ. મરતો નથી માંચડો મેલીરે આ.
અલ્યા નાક તારેછે કે નળિયુંરે આ. મણિરામે ન મનકાં જડીયુંરે આ.

## રાગ એજ.

અવસાન વેળા જયારે આવીરે શું અંધ બન્યો
તારે માથે ગયું મોત ફાવીરે શું અંધ બન્યો
દ્રવ્ય દાટયું રહ્યું અવનીમાંરે શું. તું તો ઘેલો થયો લવનીમાંરે શું.
નારી પુત્રો પૂછે માયા માટેરે શું. નહી તારે કાજે કો ઉચાટેરે શું.
નાથ દેખાડો નાણું કયાં મેલ્યુંરે શું. રાખ્યું છે કે ખાધુંને ખેલ્યુંરે શું.

કહે દીકરા કરવાતા દાવારે શું. કરી ચાલ્યા બાપા તમે બાવારે શું.
એમ સ્વાર્થી વાતો સહુ કરતાંરે શું. તારી વાત નકો કાને ધરતાંરે શું.
કીધું હોય હાથે આવે સાથેરે શું તેંતો પાપ ભીડી રાખ્યાં બાથેરે શું.
પોક મુકી ચાલ્યો જમ દ્વારેરે શું. મણિરામ વિના કોણ તારેરે શું.

રાગ એજ.

મારૂં મારૂં કરી જીવ મરીયોરે મતિમંદ બની
પછી પ્રેત થઇ અવતરીયોરે મતિમંદ બની
જેને માટે કીધા કુડા કામારે મ. કામ આવ્યા નહિ કાકામામારે મ.
ઉંધાં ચતાં કર્યાં જેને કાજેરે, મ. ભુત ભુત કહે છે તે આજેરે, મ.
જેને અર્થે પાપો લીધાં શીશેરે, મ. કહે તે "દુઃખ દીધાં ખવીશેરે", મ.
જીન થયો તું જેને માટેરે, મ. તે બધાં તારૂં ઓસડ વાટેરે, મ.
વરૂ વ્હાલાં ગણ્યાં તે શાનેરે, મ. સમજ્યો નહિ સંતની સાનેરે, મ.
ભુલ્યો ત્યાંથી ફરી ગણુ ભાઇરે, મ. કરી લેને સુકર્મ કમાઇરે, મ.
જાગ્યો ત્યાંથી ગણીલે પ્રભાતરે, મ. મણિરામ ભજીલે તું ભ્રાતરે, મ.

રાગ એજ.

રમતાં રમતાં રામ રીઝયા રે આ ફંદ ફુટયો,
ભલે લોક બધા બહુ ખીજ્યા રે આ ફંદ ફુટયો.
હવે કાશ કરે કોણ ખોટીરે આ. હરિ ચરણે પડયો હું તો લોટીરે આ.
કર્મો છુટયાં બળ્યાં બીજ બહોળાંરે આ. મારે નિત નવ
સાકરકોહોળાંરે આ.
ભવસાગર કયાં છે ભારેરે આ. કહો કોને શેમાંથી તારેરે આ.
"આત્મવત્ સર્વ ભૂતેષુ ભાસ્યુંરે આ. ભેદ ભ્રમણાનું વાદળનાસ્યુંરેઆ
દીઠા દીન દયાળુ દષ્ટેરે આ. નહી તાર ત્રૂટે બહુ કષ્ટેરે આ.

"આત્મૌ પમ્યેન્" સર્વત્ર દીઠું રે આ. સુખ લાગે છે મીઠાથી મીઠું રે આ.
મણિરામ રંગે રહ્યો રાચીરે આ. મારે આંગણુ પ્રાગને પ્રાચીરે આ.

## રાગ એજ.

આજે આત્મા હીરો રૂડો લાધ્યોરે આ છંદ છુટયો,
મારે અંતર આનંદ વાધ્યોરે આ છંદ છુટયો
બ્રહ્મ ભાસી રહ્યો ભવરૂપેરે આ. હવે કોણુ પડે ભવ કૂપેરે આ.
જગજીવન જ્યોત પ્રકાશીરે આ. ઘેર બેઠે મથુરાંને કાશીરે આ.
જળ સ્થળ નભ નાથ બિરાજેરે આ. તેમાં અનહદ વાજાં વાજેરે આ.
ભજ્યા ભૂત ભવિષ્ય જે ભારેરે આ. વર્તમાન થયો મન મારેરે આ.
વસે કૃષ્ણુ કીડીને કુંજરમાંરે આ. હસે ગોવંદ ગણેશ ઉંદરમાંરે આ.
જ્યાં જ્યાં જોઊં ત્યાં રામ રમેછેરે આ. મન પ્રેમાનંદમાંજ શમેછેરે આ.
મળ્યું સાકર શ્રીફળ સાચુંરે આ. મણિરામ રંગે રહું નાચુંરે આ.

## રાગ ગરબી.

દુઃખ દરિયામાં જીવતો ડુબી મુવોરે લોલ
હજુ ભજતો ના શીવતો ખુબી જુવોરે લોલ
હતું હાથે સુનાવશે, ડૂબી૦ પંથ ભુલ્યો તે સાવશે. ખુબી૦
હતું સારૂં સુકાન શે. ડુબી૦ થઇ બેઠો બેભાન શે. ખુબી૦
શઢ સારા મજબુત શે, ડુબી૦ ખોઇ બેઠો કપૂત શે, ખુબી૦
જાણુભેદુ નાવિક શે. ડુબી૦ મતિ થઇ છે માયિક શે. ખુબી૦
પવન પાધરોજ વાય શે. ડુબી૦ થયો કાયર કુડ હાય શે. ખુબી૦
નથી દરિયે તોફાન શે. ડુબી૦ ધરી શકતોના ધ્યાન શે. ખુબી૦
અંધો અંતરની ભુલમાં ડુબી૦ પડયો ચાલીને ચુલમાં ખુબી૦
ભાસ ખોટાના ભ્રમમાં ડુબી૦ નહી ચાલ્યાના શ્રમમાં ખુબી૦
મણિરામ ના ભજાય તો ડુબી૦ ભુંડ ભજતાં લ‍જાયતો ખુબી૦

### રાગ રામનું રામનું રામનું રે.

ઉંઘમાં ઉંઘમાં ઉંઘમાંરે, ભજન વેળા અભાગીયા ઊંઘમાં ટેક.
ભકિત ભાવે સાંભળ ભજનો, નિદ્રાવડે કાન બુંગમાંરે. ભજન.
ભજનો ગા જીભેથી સારાં ઉંઘી ગણામાં ગુંગમાંરે. ભજન.
રામ રટણ કરી લે રસનાએ, રાખમાં ભાવ ઊંઘ પુંગમાંરે. ભજન.
કૃષ્ણ કીર્તન કસ્તુરી મુકી, અંધા ઉકરડા સુંઘમાંરે. ભજન.
ભકત રસાળ સુનામ બગાડી, લેખા નહિં તાડ તુંગમાંહિ. ભજન.
જન પ્રભુરામ ભજી લે ભાવે, જા માં પુંગાહ ઉંઘ પુંગમાંરે. ભજન.

### રાગ ગરબી.

મન માન શીખામણ મારીરે સમજણમાં બહુ શારૂં છે
જુવાની જાશે તારીરે સમજણમાં બહુ સારૂં છે
ગદ્દા ગોવિંદને ગાજેરે સ. તારે માથે મૃત્યુ ગાજેરે. સ.
ભારે શું માડી મારીરે સ. અમથી કર તારી મારીરે. સ.
હરિ ભજવા તત્પર થાજેરે સ તજી વિષય કથાજ વૃથાજેર સ.
જળ વિણ કુવો નવ શોભેરે સ. તેમ ભજન વિના તન ક્ષોભેરે સ.
હવે વાત કહું છું છેલ્લીરે સ. મણિરામ રંગે કર કેલ્લીરે. સ.

### રાગ કલ્યાણ પંચમ પ્રિયતમ ! પ્રભુ ! કરીયે વંદના.

રઘુવર સુખકર શુભ સંગમાં,
રમીયે રાચી રહી રંગમાં. રઘુ૦ ટેક.
વિશ્વપતિને પરખી પ્રેમે, ખેલો ખાસ ઉછંગમાં. રઘુ૦ ૧
બાળ લિલાથી લાડ કરતાં, ખેલે દિલ ઊછરંગમાં. રઘુ૦ ૨
અભય કરે કર સ્પર્શી શીરે, ઝટ જીતાવે જંગમાં. રઘુ૦ ૩
દેમણિરામ સુધામ કૃપાથી, આવી આપ ઊમંગમાં. રઘુ૦ ૪

॥ ॐ ॥

શાંતિઃ શાંતિઃ શાંતિઃ

॥ ॐ ॥

રાગ. સુંદર શીવમંગળ ગુણુ ગાઉં ઇશ્વરા.

ઘુંઘટ પટ ખોલ જરા, જોઉં તો છટા
બાલ ભીતરે સમ શુંછે ચટાપટા. ઘું૦
આંતરિક માર્ગે આડ કે ન અટપટા
છે પ્રકાશ પુણ્ય કે ભરેલ ઘનઘટા
દેખવા ન દેય કેમ સુરત નટખટા !
મનિષા ! ડરતી, ફરતી,
કુસુમકલી ! થાન ભલી ! કેમ અલી ! હુરે કુલટા, ઘું૦
કલેશ કામ ક્રોધ કાટમાં ન તું કટા
જૂનવાણી જાળ ફેંકી છોડ ને જટા
દ્વેષ દંભ ખાડમાં ન ડુબળી ! દટા
મમ આ, વિનતિ, કિંમતી,
ધ્યાન ધરી, માન ખરી, અર્થ કરી, લે ન ઉલટા. ઘું૦
શેરીએ ન શોભતા વિચાર છાકટા
ભટક ભવતણી મટાડશે ન ભામટા
સર્વ ગણી ત્યાજ્ય હવે છોડ સામટા
તત્ર તો, ધીમે, ધીમે
ઉચ્ચ ગતિ, થાય અતિ, પ્રેમ પતિ; શોધ સુભટા. ઘું૦
પુરાતની ન કાગળો સમી અરે ! બટા
પ્રેમ પકવ રંગના પડાવ ને પટા
હા ? શું વળ્યું ? નાક કટા તોય થી ચટા
ધરીને શાંતિ ! શાંતિ !
આજ ગણી, રામમણી, લેજ ખણી, કર ખરા સટા. ઘું૦

## ચોરવાડકર પ્રભુલાલ પ્રીતમલાલ પઢિયાર કૃત

# રામવીણા.

જ્ઞાન વૈરાગ્ય અને ભક્તિનાં સર્વોત્તમ રહસ્ય પ્રકાશક ૧ ભજનાનું ૫૫૦ પાનાનું સુંદર કાગળપર છાપેલ સોનેરી ન અલંકૃત મજબુત કપડાંના પૂંઠાંવાળું અનુપમ દલદાર પુસ્ત વડોદરા, જુનાગઢ, ભાવનગર, કેળવણી ખાતાએ, શાળા-પુસ્ત માટે મંજુર કરેલું, સાક્ષર પ્રશંસનિય તથા મુમુક્ષુભક્તજ્ઞાનીને ભક્તિ જ્ઞાનસુધા સહજ પ્રાપ્ત કરી આપનાર પુસ્તક; ઘણીજ થોડી નકલો બાકી કીમત રૂા. ૧-૧-૦ પોષ્ટેજ જુદું.

રામાજ્ઞા:--બેન માણેક મદનજી કૃત, ઈશ્વરાજ્ઞા રૂપે ૧૮ આજ્ઞાઓનું પરમ પથે પ્રેરનારું અત્યુત્તમ પુસ્તક; મુલ્ય રૂ. ૦-૩-૦ પોષ્ટેજ જુદું.

સંગીત ગીતા, સ્તોત્રપટક, શ્રી રામહરિ લહેર ૧ લી, ૨ જી તથા ૩ જી અમુલ્ય દોઢ આનો પોષ્ટેજનો મોકલવાથી મળશે.

મળવાનાં ઠેકાણાં.

| | |
|---|---|
| શેઠ પુરૂષોત્તમ નાનજી ઠક્કુર<br>રામવીણા તથા રામાજ્ઞાના<br>પ્રકાશક.<br>મુ. કેશોદ—કાઠિયાવાડ. | રા. રા. નવનિધરાય ઇચ્છાશંકર<br>ઢીકાણી.<br>બજાર કુળિયા,<br>મુ. જુનાગઢ—કાઠીયાવાડ. |